## મારાં પૂ. માતાપિતાને

આશિષ – સવિતા ભેદે અનસ્ત આપનો સદા;
અંધાર ગાઢ મારા સૌ, ઉરે આનંદ અર્પતો.
ખેલતાં જે મળી વાણી, રહી છે કાવ્યમાં વહી;
આનંદું અર્પતાં હું એ: આપનો આ લય અહીં.

*

*

*

છેલ્લાં દશેક વર્ષ દરમ્યાન લખાયેલાં કાવ્યોમાંથી ચૂંટીને થોડાં કાવ્યો અહીં ગ્રંથસ્થ કરું છું. એમાંનાં ચારપાંચ કાવ્યો, આકાશવાણીઃ રાજકોટ— પરથી પ્રસારિત કરવાની મને જે તક મળેલી; એ બદલ આકાશવાણીઃ રાજકોટ—નો આભાર માનું છું.

કાવ્યસંગ્રહના પ્રકાશન માટે મને પ્રેરનાર, ઉપયોગી માર્ગદર્શન આપનાર, આ સંગ્રહનો પ્રવેશક લખી આપનાર અને પ્રકાશનના કાર્યમાં ઊંડો અંગત રસ લેનાર શુભેચ્છક સન્મિત્ર મુ. શ્રી. જનાર્દનભાઈ પાઠકનો આભારી છું.

આ સંગ્રહનાં કાવ્યોને ચીવટપૂર્વક જોઈ જનાર અને ઉપયોગી માર્ગદર્શન આપનાર શુભેચ્છક સન્મિત્ર શ્રી. ભાનુભાઈ પંડયાનો પણ આભારી છું.

કાવ્યસંગ્રહ સુંદર રીતે ખંતપૂર્વક સમયસર મુદ્રિત કરી આપવા બદલ, મિનરવા પ્રિન્ટરીના સંચાલકો —શ્રી લાખાણી બંધુઓનો પણ આભાર માનું છું.

વિ. સં. ૨૦૨૩
નૂતન વર્ષ
**અમરેલી.**

'ચંદનેશ'

# ઊઘડે દલેદલ

**ભાઈશ્રી** મનહર ચરાડવા—'ચંદનેશ' નવોદિત કવિ છે. તેમનો આ પહેલો જ કાવ્યસંગ્રહ—'ઉદ્દીપન' બહુ જ સૂચક રીતે પ્રકટ થાય છે. કવિનું હૃદય-કમળ અને કાવ્ય-કમળ ધીમે ધીમે ઉઘાડ પામે છે—ઊઘડે દલેદલ. આ સાથે સ્વાભાવિક રીતે જ પ્રો. બ. ક. ઠાકોરની પંક્તિઓનું સ્મરણ થાય છેઃ

દલેદલ વિશુદ્ધ આ કચ વિશે દ્વિપે મોગરો,
દલેદલ ઉજાળું આ ઉર,—પછી જ હું તાહરો.

ભાઈ 'ચંદનેશ'નો કાવ્યારંભ પણ કંઈક આ રીતે જ શરૂ થાય છે. 'ઊઘડે દલેદલ' પ્રારંભનું કાવ્ય પણ પ્રો. ઠાકોરી પ્રતિજ્ઞાનું કંઈક સૂચન કરી જતું લાગે છે.

આજના સમયમાં, ખાસ કરીને સાહિત્યના ક્ષેત્રમાં Form અને Content વચ્ચે ઠીક ઠીક ઝગડો ચાલી રહ્યો છે. તેવા સમયે કાવ્યસંગ્રહ પ્રકટ કરવો એ સામાન્ય નહીં પણ અસામાન્ય સાહસ કહી શકાય. પણ સાચો કવિ તો સાહસ જ કરે ને? ભાઈ 'ચંદનેશ'માં સાચા કવિની શક્તિ અને ખુમારી બન્ને છે; કારણ કે આજે આપણી સમક્ષ આ કાવ્યસંગ્રહ લઈને ઉપસ્થિત થતા આ કવિના સર્જનનાં મૂળિયાં તો ખૂબ ઊંડાં છે. બાલ્યાવસ્થાથી જ કાવ્યસર્જનનો છંદ આ કવિને લાધ્યો છે. ખૂબ નાની વયથી જ કવિએ ઉમાશંકરી સૌન્દર્યો પીધાં છે અને એ સૌન્દર્યતત્ત્વોએ 'ઉદ્દીપન'નું સુભગ કાર્ય કર્યું છે.

'ઉદ્દીપન'નો કવિ પરંપરાને ઘૂંટી આજની ક્ષિતિજો સુધી આવી પહોંચે છે તે રીતનો ક્રમિક વિકાસ આપણને જોવા મળે છે. કવિનો

ઠાકોરી અને ન્હાનાલાલી અભિનિવેશ અછતો રહેતો નથી. 'ઉદ્દીપન'નાં પ્રારંભિક કાવ્યોમાં અદ્યતન કવિતાની સિદ્ધિ–મર્યાદાનું દર્શન થાય છે.

આજની ગણાતી પ્રયોગશીલ કવિતાનાં મૂળ જોવાં હોય તો તે ન્હાનાલાલની અછાંદસ ગણાતી કવિતામાં જોઈ શકાશે. જો કે ઉપર ઉપરથી દેખાતું થોડુંક સામ્ય ડોલનશૈલી સાથે હોવા છતાં ઇબારતની દૃષ્ટિએ તેમાં ઘણું પરિવર્તન આવ્યું છે. આજની પ્રયોગશીલ કવિતા પર પશ્ચિમની મોટી અસર વરતાય છે અને તેથી તેની ભાષા, અભિવ્યકિત, અલંકાર, પ્રતીક વગેરેમાં એક નવો જ વળાંક આવ્યો છે. કવિ જૂજવાં રૂપો દ્વારા અંતે તો ભાષાની શક્યતાઓને તાગવાનો જ પ્રયત્ન કરતો જણાય છે. શ્રી. 'ચંદનેશ'ના પણ આવા કેટલાક નોંધપાત્ર પ્રયોગો છે જે આસ્વાદ્ય છે. એમનાં બે ત્રણ પ્રયોગશીલ કાવ્યો જોઈએ:

'પવન હાંફતો હાલે!' કવિની દૃષ્ટિમાં છુપાયેલી સૃષ્ટિ આપણે જોઈ શકીએ છીએ. આમ તો પ્રકૃતિને પોતાનો વિષય બનાવીને કાવ્ય આગળ વધે છે; પણ સાથે સાથે પવન જાણે કે કોઈ વૃદ્ધાવસ્થાનું પ્રતીક બની જાય છે. આખુંય કાવ્ય એક 'ટ્રેજિક અનુભવ' કરાવે છે. પવનની હાંફવાની ક્રિયા સાદ્યંત રસપર્યવસાયી બને છે. તેવી જ રીતે બીજું કાવ્ય 'કમરે વીંટયાં પાન!' આજની વધતી જતી ફેશનપરસ્તી પર એક ભયંકર કટાક્ષ મારે છે. કવિ બોલી ઊઠે છે:

તાણા પહેર્યાં મોંઘા મોંઘા
કમરે વીંટયાં પાન!
રંગહીન ને રંગીન ઘેરા
મુલાયમ બરછટ,
ટેરરન ને ટેરેલિનના
આછા વિવિધ કટ.

... ... ...

તરડાતી મરડાતી મુદ્રા
રૂંધે લીલી સાન,
આદિનાં એંધાણ ?!

અહીં કવિને અભિપ્રેત અર્થ છે તે છેલ્લી પંક્તિનો. અભિવ્યક્તિમાં નર્યો તિરસ્કારનો ભાવ છે. માનવી ફેશનપરસ્તીમાં એટલો બધો વધી ગયો છે કે તેમાં આદિ માનવ—જંગલી માનવનાં એંધાણ વરતાય? અને તે કેટલે સુધી?

ચેતન ઊંધે ઘેરી નીંદે
જડ રહ્યું શું મ્હાલી!
પથ્થરની મુદ્રા ઊંડીને
સામે પગલે ચાલી!

આજનો માનવી એ જાણે જડ જંગતનું—પથ્થર યુગનું સંતાન ન હોય; જેમાંથી સંસ્કાર અને સંસ્કૃતિ નીચોવાઈ ગયાં હોય એવું કવિને લાગે છે. કવિનો આક્રોશ અસ્થાને નથી. તો 'ગૃહ મધ્યે–'કાવ્યમાં સુંદર પ્રણયચિત્ર કંડારાયું છે. પણ કવિનું અંતર જીવનના કોઈ સંઘર્ષમાં, મનોમંથનમાં વિશેષ ખીલે છે. જેની પ્રતીતિ 'પાંચ કાવ્ય ખંડક' શીર્ષક વાળું કાવ્ય કરાવે છે. આ જગતમાં ગહન વિસ્તર્યું છે; પણ તેને મેળવી શકાતું નથી એ મોટામાં મોટી કરુણતા છે. પ્રયોગશીલ કાવ્યોમાં ભાવ, ભાષા, લયહિલ્લોલ અને તાઝગી વરતાય અને સર્વાંગસુંદર ગણી શકાય એવું કાવ્ય છે—'હું ક્ષિતિજ આંખી ભરું!' કવિની દૃષ્ટિની ક્ષિતિજો ધીમે ધીમે વિસ્તરે છે. ધરતી અને આકાશ એ બન્ને ઉપરના પદાર્થોને—સૌન્દર્ય, અસૌન્દર્ય, તેજ અને તેજહીન સર્વ પદાર્થોને પોતાની નાનકડી આંખમાં સમાવી આકાર વિહીનને આકારબદ્ધ કરવાનું કાર્ય ઘણું કપરું છે છતાં એવું સાહસ તો કવિ જ કરે ને? કવિ એટલે જ વામન; કે જેણે વિરાટનો—બૃહત્તાનો અનુભવ કરાવવાનો રહે છે.

ગુજરાતી કવિતાએ છેલ્લું નવપ્રસ્થાન કર્યું હોય તો તે છે 'હાઇકુ–પ્રયોગ.' જાપાની હાઇકુ–પ્રયોગ શ્રી. 'સ્નેહરશ્મિ'ના હાથે ગુજરાતી સાહિત્યમાં ખેડાયો છે. શ્રી. 'ચંદનેશ' પણ આ હાઇકુથી પ્રભાવિત થયા છે ને તેમણે પણ થોડાંક પણ અતીવ સુંદર હાઇકુ આપ્યાં છે એ આનંદની વાત છે. 'તેજ-ટપકાં' શીર્ષક હેઠળ કવિએ પંદર હાઇકુ–કાવ્યો રજૂ કર્યાં છે. લગભગ બધાં જ હાઇકુ વસ્તુલક્ષી સુંદર ચિત્ર ઊભું કરે છે. પણ 'હાઇકુ' અને 'મુક્તક' એ બંનેનો સાથે વિચાર કરીએ તો જણાશે કે મુક્તક જેટલું કાવ્યત્વને પામે છે તેટલું હાઇકુ પામતું નથી. ભાઈ ચંદનેશે હાઇકુ માત્ર વાચ્યાર્થ પ્રધાન ન રહી જાય તેની પૂરતી ચોકસાઈ રાખી છે.

આમ પ્રયોગશીલ કવિતામાં કવિની તાઝગી વરતાય છે તેવી જ તાઝગીનો અનુભવ એમનાં ઠાકોરશૈલીવાળાં સોનેટોમાં થાય છે. શ્રી. મનહરભાઈના છંદો બિલકુલ સાફ છે. એમાં ઘડાયેલી કલમનાં જ દર્શન થાય છે. 'પૃથ્વી'ના ઉપાડમાં અને તે સાથે થતા કાવ્યના ઉઘાડમાં આપણને શ્રી. 'ચંદનેશ'ની અપૂર્વસિદ્ધિનાં દર્શન થાય છે. પણ એમની કવિતામાં આવતું ચિંતન ક્યારેક તેમની બાનીને વધુ પડતી ક્લિષ્ટ બનાવી મૂકે છે એમ લાગ્યા વિના રહેતું નથી. છંદોબધ્ધ કવિતામાં એમણે પૃથ્વી, શાર્દૂલ, સ્રગ્ધરા, શિખરિણી, અનુષ્ટુપ, હરિગીત વગેરેનો પ્રયોગ કર્યો છે. પણ તેમાં વિશિષ્ટતા એ છે કે કવિ કાન્તે જેમ ખંડ શિખરિણીનો પ્રયોગ કર્યો છે તેમ આ કવિએ લઘુ સ્રગ્ધરાનો એક નવીન પ્રયોગ કર્યો છે. 'લીલા ભર્ગની' એ કાવ્યમાં કરેલો લઘુ સ્રગ્ધરાનો અને 'સ્નેહસૃષ્ટિ'માંનો અનુષ્ટુપ–સોરઠાનો પ્રયોગ નોંધપાત્ર છે. તો અંજની ગીતો અને નાજુક હૃદયનાં સ્પંદનોને આકારબદ્ધ કરતાં ઊર્મિગીતોમાં અનાયાસ મળેલી સિદ્ધિ એ કવિપક્ષે ગુણપાસું જ ગણાય. તો કવિ તથા કાવ્યવિષયક કાવ્યો—'કાવ્યના વિધાને,' 'કવિ–વીણા,' 'કવિતા, અહો! તું મહીંથી' અને 'અતલઊરેથી' એ કાવ્યચતુષ્કમાં 'કાવ્યના વિધાને'માં ઓજસ્વતી વાણી વડે કવિની

ગુજ. સા. પરિષદ ગ્રંથાલય
-ને સપ્રેમ ભેટ
— લેખક તરફથી
[signature]
તા. ૩.૧૦.'૮૫

# દીપન

મનહર મરાડયા
'ચંદ્નેશ'

કવિ તરીકેની ખુમારી પ્રકટ થાય છે. 'કવિતા, અહો ! તું મહીંથી' માં કવિ, કવિતા દેવીની આરાધના કરી એનાં દેવી રૂપો નિહાળે છે. કવિતા એ તો 'સકળજ્ઞાનરાશિ' છે એમ કહી કવિ કહે છે:

'અનેક રહસ્યોથી સભરા વેગવાળી કાળને ય કૂદે !'

કવિતાને કશું બંધન નથી. કાળને ય અતિક્રમી જવાનું બળ એક માત્ર કવિતામાં છે એનો સાક્ષાત્કાર કવિ કરાવે છે.

આ રીતે પ્રણય, પ્રકૃતિ અને પ્રભુ–અધ્યાત્મતત્ત્વ વિષયક કાવ્યોમાં શ્રી. 'ચંદનેશ'ની સિદ્ધિનું દર્શન થાય છે, તો આ કાવ્યોની દીર્ઘસૂત્રિતા ક્યારેક મર્યાદારૂપ પણ બની જાય છે. એમનાં સોનેટોમાં 'જીવન–વિધિ,' 'અતલઉરેથી' અને 'ગૂંચો બની છે મહા' વિષયની દૃષ્ટિએ અને અભિવ્યક્તિની દૃષ્ટિએ ધ્યાનપાત્ર છે. 'જીવન–વિધિ'માં કવિએ જીવનની દારુણતાનું દર્શન કરાવ્યું છે. સુખદુઃખનું જીવનચક્ર પેલા સંસ્કૃત કથનની પેઠે—'ચક્રના આરાની પેઠે ભાગ્યપંક્તિ ઊંચે નીચે જાય છે'—બતાવ્યું છે. સોનેટમાં કવિનું જીવનચિંતન રજૂ થાય છે. છેલ્લે છેલ્લે કવિએ પોતાના વતન જેતપુરની ભાદર નદીનું પવિત્ર સ્મરણ કરી જીવન પાવન કરી લીધું છે, અને એ રીતે 'કથરોટમાં ગંગા' ઉતારી છે !

અંતમાં, ભાઈ 'ચંદનેશ'નો આ પ્રથમ કાવ્યસંગ્રહ સત્કારતાં આનંદ અનુભવું છું અને તેમની કવિતાયાત્રાને 'શાન્તાનુકૂલ' અને 'શિવપન્થ' ઇચ્છું છું !

વિજયાદશમી
તા. ૨૩–૧૦–'૬૬
અમરેલી.

—પ્રો. જનાર્દન ચિમનલાલ પાઠક

# અનુક્રમ

# ઊઘડે દલેદલ

ઊઘડે દલેદલ,
તરલ વ્યોમસરજલ,
પ્રગટે પ્રભા પલપલ.
મર્ત્ય ઉલ્લસે,
વ્યોમ વિલસે,
પારનો અનંત શો લસલસે !
નિત્ય રમણા,
રાસ નમણા,
નિરંતર ફાગ શર્વરી ખેલે !
ધરા નભ સાંધે,
ચેતનધાગે,
નીમિલિત મનુકુલદગ ઉઘડાવે.
ઊઘડે દલેદલ.

## પવન હાંફતો હાલે!

પવન હાંફતો હાલે!
એનું હવે ન કંઈયે ચાલે!
વહે કાયનો ભાર
મંઝિલને બહુ વાર,
આવે એની આંખોમાં અંધાર!
સાંજ ધૂંધળી થાયે,
ચાલે શિથિલ પાયે.
એના મનમાં વિચાર ચાલે:
'હસે કેવળ આછેરું
આ ઝરણાં યે ઉવેખે!
આ પુષ્પો ય છાનાંમાનાં!
પરિમલને દોડાવી મુજને
હવે ના બોલાવે;
વળાવવાય ના આવે!'
પવન હાંફતો હાલે
એનું હવે ન કંઇયે ચાલે!
માર્ગ પરે એ
તરુઓ જોતો,
આછી સરસરમાં
એ રોતો:

'હવે એમની સૂકી સેવા !
પર્ણો સૂકાં ખેરવી મારો
અવરોધે છે માર્ગ,
સામું યે ના જરી ય જોતા !
મૌન થઈને
દે છે કેવો
સૂકો સૂકો હવે આવકાર !
તૂટ્યો મારો વાદ્યનો તાર,
કોણ ગણકારે !'
પવન હાંફતો હાલે
એનું હવે ન કંઈયે ચાલે !

## કમરે વીંટયાં પાન!

તાણા પહેર્યા મોંઘા મોંઘા
કમરે વીંટયાં પાન!
રંગહીન ને રંગીન ઘેરા
મુલાયમ ખરછટ,
ટેટરન ને ટેરેલિનના
આછા વિવિધ કટ.
ઓટાયા બહુ ઢંગ
એમાં ચળકે કેવો રંગ!
તસતસતા નખશીખેથી
સીવાયેલાં અંગ!
તરડાતી મરડાતી મુદ્રા
રૂંધે લીલી સાન,
આદિનાં એંધાણ ?!
ખીધેલી ધરા પણ કયારેક
લાંબી લાંબી ચરણચાંચથી,
એવી પાડે ચીસ!
કાંકરાના ચૂરેચૂરા—
છૂપી એમાં રીસ!
ચેતન ઊંઘે ઘેરી નીંદે
જડ રહ્યું શું મ્હાલી!
પથ્થરની મુદ્રા ઊઠીને
સામે પગલે ચાલી!
ભળી જતાં મેં ભાળી!
તાણા પહેર્યા મોંઘા મોંઘા
કમરે વીંટયાં પાન!

ગૃહમધ્યે—

ગૃહના
આંગણ મહીંના
ઉદ્યાનમાં,
લઈ ગ્રંથ કો'
મુજ હસ્તમાં;
દૃષ્ટિ રહ્યો'તો
ફેરવી એમાં
ને
કર્ણે રવ મધુરો
સુણ્યો પરિચિતાનો.
દૃષ્ટિ ત્યહીં
બાગની
પાળી પરથી
શોધવા ગઈ
ને તૃપ્ત થઇ.
સમીપ મારી
ખોડથી
આવી ઊભી રહી.
પ્રેમ ભરી એ
મુજ નયનપ્યાલીના
સ્નેહજલને,
લહેર એના

લાલિત્યની
લહેરાવતી થઈ!
ક્ષણો એમ કૈં ગઈ.
ને પદ્મ શા બે
હસ્ત મુજ સામે
ધરી એ ચાલી;
ઝુલ્ફો કાળા પ્રસરાવતી,
ગૃહમધ્યે ધીરેકથી જરી....
ને નભમંડળમાં ય
શી પ્રગટી સંધ્યા !
શું સૂર્યે ય પેલો
રહ્યો'તો વાંચી;
દૃષ્ટિ ઝાંખી કિરણની
ફેરવીને
આ અવનીગ્રન્થ ?
ને અવ એ ય વશ થાય !
નિજ પ્રિયને
નિજ પાસ
શું સંધ્યા ય લઈ જાય ? !

## પાંચ કાવ્યખંડક

### (૧)
### ગુપ્ત ?

ગહનતમ વિસ્તર્યું કશું !
(પેપરે બ્લૉટિંગની શાહી સમું !)
ચોપાસ ઠર્યું—
તિમિર નર્યું ?!
ને ગહન તો ક્યાંય લુપ્ત ?!
નહીં; ક્યાંક ગુપ્ત !!

### (૨) પડછાયા

જેમ :
સ્થાન સરંત દળો મેઘનાં
કરંત લુપ્ત,
શા નગ તપ્ત !?
ને કૂરે કાતર
કાપલાં સમયનાં
કરી કરી;
ને સુરંગવિરંગ લંબાય,
શેઢિયા જ શા
પડછાયા નગ પર.
પણ
નહીં મેઘ વિલુપ્ત !
ઊંડાણે સરી સરી
ધીરેકથી મૃદુ મધુરો
સત્ત્વ દે સાદ !
ક્યાં ?

પડછાયામાં—
બની પડછાયા,
કરંત શોધ જન સુપ્ત.
શું થશે કદી ય તૃપ્ત ?

(3) અંધાર

ને વળી જેમ :
તેજરાશિ ઢોળી ઢોળી
નવડાવીને કણકણ,
શ્રમિત થયલો
અસ્તશયને
થાય સૂરજ સુપ્ત;
લઇ પાંખમાં કંઈક ગુપ્ત.
પછી ના ફફડાટ
પંખીના કહીંય સંભળાય
ને અંધારના દરિયા પરે
સ્વપનની
હોડીઓ નાંગરે.
બધુંજ સ્તબ્ધ ને શાંત,
સૃષ્ટિ બધી વિશ્રાંત;
ઓઢયાં અંગે
મૌન અને અંધાર.
પછી
તેજતૃષા શેં છીપે ?
જવ પડે મુખ અંધાર !

કરે શોધ જન,
ક્યાં ગહન ?

(૪) અંતરવિહીન

ગહનતમ શું ?
અંધકાર ઊંડો
રહ્યો ફેલાઈ શું કણકણ !
કે પછી—
ઊંડા થઈને વાધિયા
ઉન્મત્ત જગે;
અવિદ્યા તણા પ્રપંચ !
કે—
સૂર્યના કિરણ સમું
સત્ત્વ સૌથી શ્રેષ્ઠ
વ્યાપ્યું બધે જનગણે—
કે ક્યાંક ?
વિચારના આ નીડમાં
શેં તરફડે
જનદ્વિજ સૌ ?
શું ના રક્ષિત એ ?
કે પછી સુરક્ષિત !!
અનવરત ગાઈ રહ્યાં;
રેલી સૂર તીણા,
શું એ ગાન ભીનાં ?
અંતરથી વહ્યા વિના !

## (૫) શેં સહ્યું જાય ?

બન્યાં સહુ ય પંખી;
વિવિધ રંગે રંગ્યાં—
નથી તેને
તન તલ જેટલું ય—
માત્ર પીંછાં પીંછાં !
પણ શું એ છોડવાની
કરશે કદી ય ઈચ્છા ?!
પ્રગટશે પાનખર ?
કે જેથી
સૂકાં પર્ણ શાં
કૃત્રિમ પીંછાં
દે ખેરવી જનગણ !
પણ તો તો !
બધે જ
જ્યોતિ જગે
ને
મેઘ મરકે;
એ
શેં સહ્યું જાય ! ?

## હું ક્ષિતિજ આખી ભરું !

કાપી કૂપી
છીલી છોલી
નવીન જન્મેલી નજરુંથી
ઊગમસ્થાને હડસેલીને
હું ક્ષિતિજ આખી ભરું !
આભે અડવા
કરી જ ઊંચા હસ્ત બહુધા
ફૂલી વસુધા—
લાંબી સૂતી ને વિસ્તરતી.
કોરાં થોડાં અંગો એનાં
પણ ભીનાં પોલાં ય વધારે—
ખીખરે વિપુલ
ને ક્યાંક વળી ખળખળ :
ત્યાં વાદળદળ ચૂમે ભૂરું !
હું ક્ષિતિજ આખી ભરું !
વિટપે વિટપે વાતો કરતાં
ગગને તરતાં
સૂરે સરતાં
પીંછાંનાં શાં ટોળાં !
ઝડપી લેતો
એક તરાપે નીડો ભેળાં :
સૌ લઘુ નીડમાં ભરું !
હું ક્ષિતિજ આખી ભરું !

સૂરજને ય ઘસું કાનસથી,
સ્વર્ણિમ ધીસે
ચળકાવી દઉં ધરતી આખી !
છુપાવી દઉં પૂરેપૂરું !
હું ક્ષિતિજ આખી ભરું !
રક્ત વિહોણો
ફિક્કો આભે
શૈયામાં ય સૂતો શશી ત્યાં
મરકે મધુરું;
એને યે ના મૂકું !
હું ક્ષિતિજ આખી ભરું !
હસતો' તો દેખીને
સમય સરવો મંદ આછેરું !
વિસ્મૃત નિશ્ચેત નયનવિહીન
કીધો એને
લીધો લૂંટી !
એનાં—
સ્મરણો જૂનાં ખર્યાં પાન શાં
અને નવાં
તાજાં કુંપળિયાં !
મ્હોરેલી મંજરિયું જેવાં
સુરભી સ્રવતાં
શમણાં બધાં તરંગી :
નવીન જન્મેલી નજરુંના
ઊગમસ્થાને
ભીંસ દઈને ભરું અહીંઆં.
હું ક્ષિતિજ આખી ભરું !

(૧)
બહાર આવ્યો
ને નજર દૂર સુદૂર
પેલા વિચિત્ર પક્ષી પર ઠરી;
જેની પાંખોના ફફડાટે
હું ય ફફડી ઊઠયો.
પાછો વળ્યો
ઉરને શાંત પાડવા,
ને ત્યાંજ પક્ષીપાશમાં જઈ પડયો.
ન જાણું !
ને સામે જ કો' પથિક
આવતો દીઠો.
હરખી રહ્યો, પરિણામ શૂન્ય !
હતો એ બફાઈ ગયેલો
વરાળોથી.
ચાલ્યો જતો 'તો એ પંથે,
વિશ્રાંતિ શી કો' ચીજ ગ્રહવા.
એ સમીપ આવ્યો,
ને હું જોઇ રહ્યો ફાટી આંખે :
એ ય ભયંકર ઘૂનામાં જ
ઊંડો જઈ રહ્યો 'તો.
નિષ્ફળ પ્રયાસ નીકળવા
મથી મથી
ગરકાવ થયેલો
'મળી, મળી' શબ્દો બસ ઘેલું લવ્યો
ને અફાટ હસી રહ્યો !
હું ય હસ્યો,
ન જાણું !

(૨)

તોફાન હતું,
પેલું વૃક્ષ ટક્કર ઝીલી ઝીલી
અંતે પડ્યું—
ને એ વૃક્ષ નજીકના
પેલા મકાને
મને
સાદ પાડીને
બોલાવ્યો.
હું ત્યાં ગયો,
મેં એનાં બારણાં ખખડાવ્યાં.
મને સંભળાવા લાગ્યું
કે
બારણાં રોતાં હતાં !
વિસ્મય પામેલો
હું
દ્વાર નહીં ખૂલ્યાથી
પાછો વળ્યો.
તોફાન હતું,
સામેથી કો' મારા તરફ
આવતું હતું;
મારી પાસે આવીને બોલ્યું :
'કેમ, બારણાં તો ખોલ્યાં હતાં,
પણ તમે તો ન આવ્યા !
મેં જ એટલે
પછી
બંધ કર્યાં હતાં.'

(૩)

હું
ગામ ભણી
આવી રહ્યો 'તો
ને સંધ્યા પણ એના નિવાસે
ત્વરાથી જતી હતી.
ચાલી ચાલીને
શ્રમિત થવાથી
હું
એક વૃક્ષ તળે
થાક ઉતારવા બેસી ગયો
ને ત્યારે મેં
પેલા આકાશની શ્વેતગંગાની
ધવલધારાઓને
વૃક્ષની ડાળીઓમાંથી
ટપકતી જોઈ,
અને
નીચે જોયું ત્યારે
રક્ત ધારાઓ
ઉપર જઈ રહી હતી!

## બેચેન છું

બેચેન છું.
વહે છે રાજમાર્ગે આ
કતારો માનવીઓની;
ધસંતા દોડતા કૂદતા
સમયસર પહોંચવાને.
પેલા વ્યોમને અડતા
શિખરના ઉપર
વિરાટ હવેલીનાં
પેલા રંગબેરંગી
કાચનાં બારણાં બારી
ચળકતાં હતાં—
ત્યાં પ્રાંગણની કચેરીમાં.
છે ઝંખના હું યે
વળી જાઉં પહોંચી ત્યાં,
પણ બેચેન છું.
છે કાન પણ બધિર !
ને આંખે આ બધું ય દેખાય
તો યે ન ચોખ્ખું કાંઈ !
ઝાંખુ ઝાંખુ.
ચરણોમાં શક્તિ છે ખૂટી,
ને ન કોઇ પાસ મારી.
તો યે ઝંખુ ત્યાં

કેવળ પહોંચવાને !

હા....હા...હા....હા....,
આ કોલાહલે શું સાર !
એ જ લક્ષ્ય ચરમ !
તો, તો પહોંચ્યું જ હું
કે
ન પહોંચ્યું એજ સારું !
હા, બેચેન છું; એથી.

## ગગન આજ રડે છે!

લક્ષ આંખો
બંધ કરીને
ગગન આજ રડે છે!
ચોધાર આંસુ પડે છે!
વીજ કડાકા—
ડૂસકાં ભરતાં
દંતરેખ ઝબકી પડે છે!
ગગન આજ રડે છે!
વસ્ત્રો કાળાં
અંગે ધરિયાં
એને અંતર શોક દ્રવે છે!
ગગન આજ રડે છે!
દારુણ દુઃખ
દેખીને અવની
મૂર્છિત થઈ ઢળે છે!
ગગન આજ રડે છે!

# ફરી આજ !

શિશુવયે
કૈં વર્ષ પૂર્વે સ્થળે આ
આવ્યો હતો—ફરી આજ !
ચોગાન મ્હોળું સ્હેજ ફેરફાર,
મકાનો અનેક સૌ નાર મ્હાર.
આંખ ઝાંખી બને સૂર્યતેજે
ન દેખાય ત્યારે બધું સ્પષ્ટ સ્હેજે;
એમ કાલભાનુથી
ઝાંખપ સમી વિસ્મૃતિએ
મને દૃઢબંધમાં પૂર્યો હતો.
પણ કોણ જાણે ?
આજ દૃઢબંધ શેં ઢીલા પડ્યા ? !
મુક્તિનો શો થાય હર્ષ ? !
ના, અરે રે ! માણી રહ્યો 'તો આંસુપર્વ !
સામે જ અવ નીરખી રહ્યો
ચિરપરિચિતા નારી
માતા સમી !
'ચાલો દર્શને' એ શબ્દ સુણ્યા
ને ચોગાનમહીં સૌ યુવતીઓએ
મને વધાવી લીધો;
પ્રશ્ન પૂછ્યા, હેત કીધું !
ને હું
સ્નેહાળ દેવી સહ
દેવીમંદિરે ગયો !
ને ઉંમરે એમ સહસા સાતનો સોહી રહ્યો !
શિશુવયે,
કૈં વર્ષ પૂર્વે.
કાલ ઝપાટે સરી ગયો.

## ઓ મુજ વિશ્વદેવી !

ખંડમાંથી તિમિરને હટાવી
પ્રકાશ દીપ પૂરી રહ્યો.
નિખિલ આ વિશ્વખંડે
અંધાર સઘળો
ગળી રહ્યા
ને વરસી રહ્યા
મહાપ્રકાશ
સૂર ચંદ તારા.
સૌથી પ્રદીપા તું
મુજ દીપ મોંઘો
નિરંતર અજવાળતો
મુજ ઉરખંડ.
ને તુજ દીપતેજ
ઉરઊંડાણ
સર્વત્ર વ્યાપિયું;
આહ્લાદથી દેતું ભરી.
દેવી ! સિંહાસન તાહરું
ઉરકેન્દ્રમાં ઝળહળે;
તારા જ એ
વિમલપ્રકાશથી આનંદરૂપા !
ન ભય, ન દુઃખ
ચિરકાલ અવ અંધારનાં હ્યાં.
તું-હું યુગાંતરોથી
સાયુજ્ય પામ્યાં અદ્વૈત સાધી :
એ અખૂટ ઉરશ્રદ્ધા જગે છે
તુજ જ્યોત ભેળી.

તારા જ દીપપ્રકાશે
અખિલ વિશ્વ નિહાળતો.
ન ચિંતા સૂર ચંદ્ર ઉડુની.
તું મહીંથી
ઊઘડી તેજદૃષ્ટિ.
ઉરનિલયે
વસી રહી તું
ચિરકાલ વ્યાપી,
તેજસામર્થ્ય તણો
અર્ક રેલી
રહીને કરંતી
મુકુલિત મનપદ્મ મારું.
સ્મૃતિતણાં પડળો ઊખળતાં
ચમકી રહે છે ધનુષો
અભિનવાં આહ્‌લાદકારી
આ તુજ ઉરનિલયે;
ને ઝમી રહેતો
મેઘ મીઠો તુજ પ્રેમનો
નિરંતર
આનંદરાશિ ભર્યો.
હો પાસ કે દૂર હો,
તારું જ વિલસી રહેલું
અદ્વૈતસ્વરૂપ ન્યાળી રહ્યો
નિત્ય, ઓ મુજ વિશ્વદેવી!

## સનાતન હર્ષ

(ઝૂલણા)

નાદ એ વિરમિયા
સમયના સ્રોતમાં,
નીરવતાનો જ હું
રવ હવે સાંભળું.
અતીતે ડૂબતો
તત્ત્વને શોધતો
ને સદા મીટને
અનાગત માંડતો :
ભૂલ્યો હું ઝાંખપે
સુનેરી સમરણો,
સાદ દે સામટું
કોણ મુજ અંતરે ?
સનાતન હર્ષ જે
ખોળતાં ના મળે;
ઉરમહીં સ્વયં એ
ઝરણ થૈ પ્રગટિયો !

## વાંસલડી વાગી !

તિમિરનાં ટોળાં આજ
થયાં શાં બિચારાં !
ગગનકેરે ઉર થાય
ચમક ચમક તારા.
વિધુયે વિનમ્ર કેવો
છાંટે શીતવારિ !
ધરાકેરે આંગણે
હોય રાસ ભારી !
તીણી તીણી બજવે
કો' મધુર સિતારી,
પૂર્વતૈયારી બધી
આવે ગિરધારી !
હરિસંગે હરિણીઓ
હરખભેર આવી !
શરૂ થયો મહારાસ
વૈકુંઠ વસાવી !
વણથંભી રહી રેલી
સૂરઅમીધારા,
આનંદસિંધુ ગાજે
ઊભરે કિનારા !
થ થા થૈકારે ગયા
કણે કણો જાગી !
સમરથની ઉરે રહી
વાંસલડી વાગી !

## તેજ-ટપકાં
(હાઈકુ)

વાસી હવાથી
ભર્યા કાન ઝીરાડે :
બારણાં બંધ.

*

ગગનઘટ
ભીંજવે છલકાઈ
ધરાપાળને.

*

સરિતા દોડે
મળવા સાગરને,
ધરા હરાવી.

*

ઉદ્યમી ચન્દ્ર
સફેદાથી રંગતો
અવનીપટ.

*

હવા સાંભળી
છંછેડાયાં તરુઓ
ક્રુદ્ધ થઈને.

*

ઓઢયું બનુસ
કાળું; તો યે થથરે
વૃદ્ધા વસુધા.

આકુલ પૃથ્વી
રહી નિઃશ્વસતી લૂ;
સૂર્ય સતાવે.

*

બંધ ઓરડે
પ્રગટાવ્યો જ્યાં દીવો;
દડ્યું અંધારું.

*

નદી જોઉં જ્યાં :
સાપણ લાંબી કાળી
ભાનુ ભરખે.

*

ખેલ સૂર્યનો
પૂરો થયો જ્યાં; પડયો
પડદો કાળો.

*

પતંગ માર્ગ
કાપે ડગ ભરતો;
મરુતટેકે.

*

મહેકે સૃષ્ટિ :
જ્યાં ખીલે ફૂલ ધોળું
તેજભરેલું.

૨૬

સહુ યે રૂવે
મૃતશરીર ઘેરી;
હસે શિશુ ત્યાં.

*

જોતાં જ દ્રવી
આંખો, ગાલ ભીંજાયા;
વાણી જ બંધ.

*

નિદ્રાએ ઘેરી
આંખો, ભરાઈ ગયા
કાંકરા એમાં.

# જીવન-વિધિ
(પૃથ્વી)

ન નિષ્પ્રય હસે અહો ! ઝરણ જિંદગાની તણાં,
તૃષાવિપદનાં; ન કો’ વિલસતા ભર્યાં આશનાં.
તરંગ-વિલયો મહા વિવિધ પ્રૌઢ કૈં લ્હેરખી,
વિલાય ત્યમ ચક્ર-દુ:ખસુખ જિંદગીના ઝરે.
ખૂને વ્રણ પ્રપૂર્ણ કૈંક ખરડાય જખ્મીતણા,
અસહ્ય ભભરાય શું લવણચૂર્ણ પ્રારબ્ધથી ?

અહો ! ક્ષણિક માનવાશસુખછાંય ઉત્તુંગ શી !
જનો ક્ષુભિત મોઘ સર્વ તિમિરે પળે દોરતી.
શું દૈવ અનુકૂળ જીવનસહીં જનોનાં ઘણા !
વિફૂળ મરડાય કો’ વિરલ અંગઅંગે અહો !
અમોઘ ત્યમ મોઘ જાય ઉભયે જ કો’ આવતા,
ક્ષમાક્ષમ સુરીતિ; દૈવવિધિને કયમે વર્ણવું ?

સુધા સરત, દૈવની; ઝરત વહ્નિ, એ આંખડી:
સુધાઅનલ-સ્પર્શના વિફૂળવાદ હા, નિર્ણયે.

# અતલઉરેથી

(પૃથ્વી)

સમગ્રઉરના ભર્યા અતલકલ્પ ઊંડાણમાં;
અમીવિષ ભરેલ ભાવ અહ! વ્યક્ત અવ્યક્ત શું!
પરંતુ અતિ અલ્પ આકૃતિ થતી અભિવ્યક્તિમાં;
લસે અમલભાવની દ્યુતિ–પ્રદીપ્તઆત્મોન્નતિ;
મહીં મનુજજિંદગીસ્થિતસુવેગસૂરો ભર્યા;
અકથ્ય ઉરતોષ આતમપથે નિહાળ્યે મળે.

મનુષ્યમતિમાં પળેપળ થતી પ્રકાશે ભરી
વળી તિમિરયુક્ત ભાવપટની સમસ્તા શિખા;
રહસ્યસુખદા અને અસુખદા છતાં દર્શિકા
સમી પ્રસરતી સુલક્ષ્યપથની અહો! જીવિતે.
મનુષ્યઉરમાં વસે સભર સૂઝ, સંદિગ્ધતા
તણાં જલ વહી ભલે હૃદયમાં રહે ઘૂઘવી.

ઉરે મધુર ઊઠતી વિષમવીચિ અવ્યક્ત હા,
કયહાં ઉરતણાં સ્થળો ગહન તારતમ્યો ભર્યાં?

## ગૂંચો બની છે મહા
### (શાર્દૂલ વિક્રીડિત)

ઓવારે, કિરણોમહીં પ્રગટતું; આત્માતણે તેજ એ.
સોહાવે શું ઝળાહળા વપુધરે વિશ્વે ભર્યા સ્નેહને!
મ્હેકે છે સુમનો સુરમ્ય હૃદનાં; છેડે સમીરો ત્યહાં,
ઊઠે એ જ રસો થકી પરિમલે ભાવો રહ્યા સુપ્ત જે.

મીઠાં સ્પંદન ઊઠતાં જગવતાં, ગૂંજે બધે પ્રાણ જો;
ભારી બંધન છૂટતાં ખુશ થતા હૈયામહીં માનવો.
રેલે મુક્ત થઈ જગે પરિબળો ગૂઢત્વમાં શક્તિનાં.
ઠેલે પૂર, અશક્તિઓ; ઉરતણાં સર્વત્ર હા, ગર્જતાં.

પુંજે, ગૌર બન્યું શું શ્યામ હતું જે; સૂર્યો તણા ભર્ગના.
ભાવો ઊમટતા પ્રશાંત ભરતી અંગો બધાં ભીંજતાં.
મન્ત્રો મંજુ મયૂખના જનભવે વિશ્વે રહ્યા આવરી,
રેલાવી રસના મહોદધિ; ગયા ગેબી ગિરામાં સરી.

શું કાલોદધિમાં શમી વિભવના સૂરોતણી મંદતા!
આંખો ઊઘડતી ત્યહાં સરળતા ગૂંચો બની છે મહા.

## લીલા ભર્ગની

(લઘુ સ્રગ્ધરા)

વિશ્વે સૂતો હતો હું અરવ ગહન શી ઊંઘમાંહે
ને ખૂલ્યાં દ્વાર ક્યારે મુજ નયનતણાં કાળભેદી;
ને વસ્યું ત્યાં દગોમાંહ્ય ઝળહળ નવું વિશ્વ આખું,
રેલી અંગોમહીં ચેતનસભર બધે મુક્ત આભા.

ઊભાં આવી રહસ્યો સહુ શિવવહતાં જ્ઞાનમોંઘાં,
ભેદીને ચિત્તમાંહે તિમિર, પ્રગટ દીવો થયો જી.
માણ્યું વિશ્વૈક્ય, તંદ્રા તરલ ઝડપથી નાસતી શી!
ને વળ્યાં રશ્મિઓ, વિશ્વમનુજ પ્રતિ આ લબ્ધિકેરાં.

ભાળી સામે સખી! આ નયન મુજ રહ્યાં ઊઘડી જ્યાં,
શી લીલા ભર્ગની તો ય હજુ ઉરમહીં ચાલતી હ્યાં!
'શું રહ્યા ક્યારના જોઈ?' વચન મૃદુ તારા મુખેથી
ઝર્યાં ને તું હસીઃ ગૂઢ મધુર તુજ આ પ્રેમવિશ્વે.

મન્ત્રો ગાજી રહ્યા સર્વ ગહન, મમ ચિત્તે સદા આ.
વિશ્વાનંદે પ્રિયે! શીતલમધુર રહ્યા પ્રેરતા શા!

# પ્રિયે ! તારા પત્રે

## ( શિખરિણી )

પ્રિયે! તારા પત્રે વિકલમન મારું તરસતું,
વિતાવ્યા કૈં મેં તો વરસસરખા વહ્નિદિવસો.
ધરી છે મેં આશા મધુરછવિ પત્રે નીરખવા,
અલી ! તો યે શાને હજુ ય તવ એ ઉત્તર નથી ?

છબી તો છે તારી મુજ હ્રદયમાં શાશ્વત બની;
વહે મારે હૈયે તુજ હ્રદયથી પ્રેમઝરણી.
સખી ! શી આ તારી વ્યથિત કરતી પત્રકરણી !
વહે છે જે કાંઈ; વિમુખ થઈ ને ભેદ સહુથી.

ઉષા શી ઊગી છો મુજ જીવતરે સ્નિગ્ધ રમણી !
રહી છો વીંટાઈ મમ જીવનમાં વેલ નમણી !
સદા હું વાંચ્છું છું તવ મુખતણી શ્રી વરસતી,
બજો બંસી તુંમાં મધુ છલકતી પ્રેમ ઝરતી.

ઉરે તારે જાગે મૃદુસલિલ શી પત્રકરુણા !
પ્રિયે ! તો હું પામુ તવ સરસપત્રે જ અરુણા.

# અંતર બન્યું વિભુધામ શું !

(હરિગીત)

નીરવ રહી સૂની પડી જીવનની એ કેડીઓ,
કર્ણે કો' ન નાદ પડતો; કાળ છે ત્યાં વહેળીઓ.
શ્રાંતિ પણ ત્યાં સ્વલ્પ સરખી કોઈ જ ના લેતા જનો;
રહ્યો ધખી જ્યાં ઘોમ છે ને પવન છે ઉકળાટનો.

વર્ષા નહીં કાળે કદા એમાં જ સાર ઉચાટ શું !
જીવિત આ વેરાનભૂમિ ઝાડ ખ્હાડ નહીં સર કશું.
છોડતો શર અનલ કારી જાણે લહાવો એ જ શો !
વર્ષો વિષમ થઈ પડયાં સ્હેવી જ હજુ યે હાણ તો.

આંધી ચડી અવ કારમી રે નાદ એ ગાજી રહ્યો;
અરવતા બેબાકળી થઈ રવ સર્વત્ર ફરી વળ્યો.
ઉપશમતણો અવ કર શિરે હું શૈત્ય માણીને હસું,
બસ વાસ તો હરિનો થયો અંતર બન્યું વિભુધામ શું !

કેડીઓ, ઉકળાટ, કાળ, સરવમહીં ફેરફાર શો !
થઈ જ સમતા, ગઈ વિષમતા, આનંદ રવ મૃદુતા અહો !

# આપ્યું તો આપવું પૂરું

(અનુષ્ટુપ)

પામર સરખા અલ્પ નહીં, મનુજ રશ્મિ શા;
મનુજકુળના ધાતા સાંધે આ જગની દિશા;
અમીવર્ષા કરે ત્યાંહી વહી રહી નિજત્વને,
શું બલિ વિરલો અર્પી પામતા અમરત્વને !

વાઙ્મયસ્પર્શનો દ્વારા અનુભૂતિ રહે થતી;
આ તત્ત્વને જગે વેગે હોજો માનવથી ગતિ.
લબ્ધિ સકલ દાનોથી ઉત્તમ કૃતિમાં વહો,
સાર એ જિંદગાનીમાં અતિશે આપદો સહો.

લબ્ધિદાનો તણું જ્ઞાન, અર્પણ સ્નેહનું હજો,
નિઃસ્વાર્થતા ઉરે ધારી આપ્યાનો ભાવ હા, તજો.
મળ્યું જે જગથી શૂર, એ જગને જ અર્પવું,
રાખી મમત્વને દૂર માયાબંધન કાપવું.

રહો ન કાર્ય અધૂરું કીધો વિચાર જંપતા,
આપ્યું તો આપવું પૂરું વિઘ્નો છો હોય સામટાં !

# પ્રેરણા

(ભુજંગી)

લઈ નીસર્યો નાવ નાની મહીં હું
અને સાગરે આ અગાધે વહ્યો છું.
તુફાનો બધાં ડારતાં છો રહ્યાં એ
ભલે ઘૂઘવે રુદ્રરૂપો ધરીને.

રહ્યો પેખતો અંતરિક્ષે વિચારી,
અહો! શ્વેત વસ્ત્રો સજેલી ઉતારી
રહ્યું કોણ છે? કંઠમાં પૂતમાળા,
હસી રૂપલા સૌમ્યતેજે નિરાળા.

પ્રવર્તી રહી નાવમાં દિવ્ય લીલા
અને આત્મમાંહી જ પીયૂષ ઝીલ્યાં.
વહી નાવ લક્ષ્યે સડેડાટ શી આ!
પ્રભા પ્રેમ ને ઐક્ય ઉલ્લાસ છે ત્યાં.

તું છો પ્રેરણા સાંત્વના ઈશ્વરી! હા,
જગાવ્યાં ઉરે ગીત શાં ચેતનાનાં!

## પંખીગાન
(ચોપાઈ)

મધુ સ્રવતાં પંખીગણગીત,
આલસ શીળાં મુખરિત ચિત્ત,
હર્ષઝરણનાં ખળખળ નીર,
કુદરતની શી રેલ ગભીર!

વનઉપવનમાં રમ્ય સુરમ્ય,
હરિત તરુશાખામાં અગમ્ય,
નિર્ઝરરવ મૃદુ સૂરોમાંહ્ય;
વિહગકલ દુઃખ હરત જણાય.

પ્રાંગણ પ્હાડ સરિત સરતીર,
વહે સૂર સર્વત્ર સમીર,
અનિલમિશ્ર વિહંગનાં ગાન,
નયનસુખ લેતો એકધ્યાન.

સુખદ સુસ્વરોની રસરેલ,
મધુર માર્દવી અર્પત સ્હેલ,
શાં સ્વર્ગીય વિહગનાં ગાન!
ઉષાતણાં હા, અમૃતપાન.

ભોળાં વિહરે વ્યોમ વિહંગ,
રમત ઉમંગ નિસર્ગ-ઉછંગ,
પંખીરવ અવની તરબોળ,
મનુજહૃદય ઊઠે રસછોળ.

૩૬

## સ્નેહસૃષ્ટિ

(અનુષ્ટુપ-સોરઠા)

સુધા સભર સિંચાય
સુહાગી સ્નેહસૃષ્ટિની;
સુસ્મિતસર સોહાય
શાંતિ સાકારદૃષ્ટિની.

## કાવ્યના વિધાને
### (અંજની ગીત)

વિશ્વ ફંગોળે સૃષ્ટિ મારી,
નભગામી દોડે દૃષ્ટિ-વારિ,
ઝળાહળ વિશ્વ મમ તેજછોળે;
વિરાટના પાને.
અગ્નિસાર ભ્રૂકુટી વછૂટે,
નયનસાર નેહનીર છલકે,
પ્રભા આતમની તિમિર ધોળે;
અનલસુધાગાને.
ગહન દિવ્ય વીણા જ્યાં વાગે,
દ્વૈત ગળે અદ્વૈત વિરાજે,
યમોલ્લાસ રમે રાસ ફાગે;
સકળ સૂરતાને.
ઋષિ, રાજવી, શાસકગૌરવી,
અતીતગામી, હરિપદનામી,
સૂર્ય સહસ્ર ભૂમિ અજવાળે;
ચેતનઉદ્‌ગાને.
ઉર્વીકંપ સળગે ગ્રહરાશિ,
સર્વત્ર શમ, સ્થાપી ઉરશાંતિ,
જગે જનગણે જ્યોત જગશાંતિ;
અભેદકલ્યાણે.

## હરિઓઘ આતમ ન્હાય !

(અંજની ગીત)

ચેતનછોળ રહી ઊભરાઈ,
અંતરસાયરે ભરતી થાય,
શું અવનવીન પ્રભા જગમાંહ્ય;
સર્વત્ર છલકાય !
રહી ગૂંચો સકલ ઊકલાઈ,
મહીંથી અર્થ નવા સમજાય,
રહ્યું શ્રીમુખ જુઓ મલકાઈ !
અમીવર્ષણ થાય !
મંગલ વિશ્વ મહીં સંભળાય,
સરી સહુ જન અદ્વૈતે જાય,
અતીત–ભાવિના રાસ રચાય;
દ્વૈત સહુ એકળાય !
સૂરો શા શા અહીં વિલસાય !
અનેરા ગાનવેગ છે હાંય,
જીવિતનાં અકલ દર્શન થાય;
ઉરધરા હરખાય !
રહ્યાં છે સહુ અદ્ભુત છવાઈ,
મળ્યું આજ કંઇક સવાઈ,
રહ્યો હરિઓઘ આતમ ન્હાઈ !
વામન ઊલટાય !

## આતમ અજવાળે
### (અંજની ગીત)

કોણે આવી તુરત જગાડી;
ઉરવીણાને અહો! વગાડી,
અકળ અમૂંઝણ દૂર ભગાડી;
ચેતન ચમકાવે.

વિમલ મૃદુલ એ પ્રગટે સૂરો,
પ્રાણ ભર્યો એ રેલે સૂરો,
રસ છલકાયો અમૃતમીઠો;
જીવન રસળાવે.

નર્તન મ્હોર્યું એ તારોમાં,
માનવ્ય ભરેલા ભાવોમાં,
ઊઠે સમષ્ટિ ઝંકારોમાં;
અભેદના ગાને.

વહે આદેશ ઇચ્છિત પથના,
સરે સંદેશ શા આતમના!
તોષિત સૂરોમાં સંચરતા;
અબોધ અકળાવે.

શાંતિ પરિતોષ દીપ પ્રગટતા,
વ્યોમવિસ્તૃતા દૃષ્ટિ જગવતા,
ભરે સર્વત્ર મંત્રઅડગતા;
અહંત્વ સળગાવે.

અલખ-રટણના સૂરો છેડે,
અંગડોલનો ચેતનકેડે,
અતીતભાવો ઝંકૃતિ રેડે;
આતમ અજવાળે.

## ઘન વરસે
### (અંજની ગીત)

ઘન વરસે આ પૃથિવી મ્હેકે,
મત્ત મયૂરો મનના ગ્હેકે,
ચોગમ વિશ્વે જીવિત ભ્હેકે;
અનહદના ગાને !

સકળ સૃષ્ટિના અણુ અણુ મલકે,
અમૃતધારા વિભુની છલકે,
સારંગી કો’ છેડે હલકે;
અદ્‌ભુતરસપાને !

અવની રસભર છલછલ થાતી,
ઉરધરા એમ શી હરખાતી !
કવિતા શું આ ગહન સમાતી !
કવિઉરમાં ધ્યાને !

## પ્રકાશે સંચરો!
### (અંજની ગીત)

શો આ વેગ ચિત્તે સામટો!
છે સંક્ષોભના તૂટયા તટો,
ઓ જરિયે નિર્ણયો નવ હટો,
પ્રકાશે સંચરો!

શક્તિના જ આ અનિલો વહ્યા,
અંગ પ્રત્યંગ ઝીલી રહ્યાં,
કરીએ આજ એ સર કિલ્લો,
પ્રભાના ધામનો!

સૂરીલો આ જ સાથ મંગલ,
ઉભયમાં વિમલ વહે સ્નેહજલ,
પૂરણતાનાં ખીલે અવ દલ,
ઉરતોષ લહેરો!

## સ્મરણને હિંડોળ

અલી! તું ઝૂલે સ્મરણને હિંડોળ;
ઉરગંગાનાં નીરમહીં ઝૂલતાં,
એવી વિરાટ એની છોળ. ટેક૦

સ્નેહકેરાં જળથી ઉરનો સાગર,
ભરિયો લોલવિલોલ;
હું-તું તું-હું નીર ઉછાળીએ,
ગાજે ભાવિ બોલ કોલ. અલી!....

રંગભરી રજની ચન્દ્ર વિરાજતો,
ચન્દ્રી ઝરે મહીં સ્રોત;
ભરતીનાં પૂર સદા રહે ગાજતાં,
આવે કદી નહીં ઓટ. અલી!....

## પ્રીતની કળીઓ

કાળજડામાં સખી ! ઊઘડી રે કળીઓ,
તારી પ્રીતની પ્રીતની પ્રીતની રે. કાળજડામાં....ટેક૦

કોઈ મહોરી રહી કોઈ રહી પીમળી,
દેહે રે ફૂલના કોઈ રહી માંગરી.
સખી ! તારી પ્રીતનાં એવાં મંડાણ શાં !
કે અહીંઆં ન કો' કળી ચીમળી રે,
કળીઓ આ સદા રહી પીમળી રે.
મન એથી મહેક મહેકતું રે. કાળજડામાં....

કળીઓનાં થયાં ફૂલો, ઉરમાંહી પીમળે,
જગનાં ફૂલો રે અલી ! પીમળે ને ચીમળે.
સખી ! તારી પ્રીતનાં એવાં મંડાણ શાં !
કે આ સદા ઉરનાં ફૂલો પીમળે રે,
કાળે ય કદાપિ નવ ચીમળે રે.
મન એથી મહેક મહેકતું રે. કાળજડામાં....

આ રે ફૂલોની મેં તો માળા બનાવી,
પરોક્ષે રહી તેં એ કંઠે લગાવી.
સખી ! તારી પ્રીતનાં એવાં મંડાણ શાં !
કે મૂરતિ તારી રહ્યો નીરખી રે,
આતમ આતમને રહ્યો પરખી રે.
મન એથી મહેક મહેકતું રે. કાળજડામાં

થોડું આયુ રે આ જગનાં ફૂલોનું,
ખૂટે આયુ ન આ ઉરનાં ફૂલોનું.
સખી! તારી પ્રીતનાં એવાં મંડાણ શાં!
કે એની ન માળા કરમાતી રે,
પે'રાવી તું રહી શરમાતી રે!
મન એથી મહેક મહેકતું રે. કાળજડામાં....

જીવન રહ્યું બની સુરભિત તારું-મારું,
વહી રહ્યું રે સહુ તાપો નિવારનારું.
સખી! તારી પ્રીતનાં એવાં મંડાણ શાં!
કે ડૂબ્યું પ્રીતિમાં જગ સામટું રે,
મારું-તારું નૈં—અવ આપણું રે.
મન એથી મહેક મહેકતું રે કાળજડામાં....

સુરભી તું ફૂલ હું, સુરભી હું ફૂલ તું,
લહરી તું જળ હું, લહરી હું જળ તું.
સખી! તારી પ્રીતનાં એવાં મંડાણ શાં!
કે એવી આ એકતા મંડાણી રે,
ચન્દ્રની ચન્દ્રી મલકાણી રે.
મન એથી મહેક મહેકતું રે. કાળજડામાં....

## કેમ વિસારું ?

વ્હાલા! તમારી આંખલડીમાં;
સ્નેહસુધાનાં સર ભરિયાં.
પિયુ! હું એ કેમ વિસારું;
જ્યાં આવીને ઉર મળિયાં.

દર્શન પામી, દર્શન દઈને,
અબ્ધિમાં આપણુ વહિયાં.
ઉભયકેરા ઐક્યતણા શા!
કવનમાંહિ અર્ઘ્ય ધરિયા.

નિકટ થયાં ને અભેદમાં ડૂબ્યાં;
પ્રીતતણા સાગર તરિયાં.
જલન સકલ સૌ દૂર થયાં શું!
ભાવ ધરી તમે કર ગ્રહિયા.

## કોઈએ આવીને પગલીઓ પૂરી!

કોઈ આવીને પગલાં પૂરો, સૂના સૂના મારા પંથો.

ઊડે ધ્યેયો મારા ગગનમાં,
પૂગે ચરણો મારાં અતલમાં,
ઘોષ ગિરાના ત્રિભુવનમાં;
એવા એવા મારા પંથો. કોઈ આવીને....

હિયા–ઊંડાણો સ્નેહે પૂરીને,
આતમભાન પ્રગટાવો,
તિમિર દૂર કરી જ્યોત પ્રસારો,
એ પંથોમહીં એમ આવો! કોઈ આવીને....

વિકટ એ જો લાગે તમને,
સમજી હેતે વધાવો,
સહેવા કષ્ટો સાર ગ્રહીને,
તમે પંથો એ ગજાવો! કોઈ આવીને....

જીવન મારું એ સૂત્રોમાં;
વ્યાપી રહ્યું આ વિશ્વકણોમાં,
મૃણાલી કો' એ સંગ આવી,
પગલીઓ પૂરી એ પંથોમાં:

કોઈએ આવીને પગલીઓ પૂરી! વિરાટભર્યા મારા પંથો.

## પગલાં પડે છે હરિવાટમાં!

આજે પગલાં પડે છે હરિવાટમાં!
સખી! જોને તારા આ સંગાથમાં. આજે...ટેક૦

રૂપેરી દિવ્ય ભોમ નજરે ચડે છે;
મીઠા સૂર રાસના કર્ણે પડે છે,
મનડાં પણ આપણાં તિહાં વળે છે,
બની જવા રે એકતાન! આજે....

શાશ્વત સુખ ત્યાં વસી રહ્યાં છે,
તાર ચેતનના બાજી રહ્યા છે,
સંગીત અમૂલાં ચાલી રહ્યાં છે,
ભુલાવે સૃષ્ટિદુઃખભાન! આજે....

સંસારમાં સખી! જ્વાળા બળે છે,
તાપો સહુ તો યે એમાં ગળે છે,
મનડાં પણ આપણાં હર્ષે વળે છે,
ગાજી રહ્યા છે આ પ્રાણ! આજે....

રમણી તું આવી અમતણી વાટે,
લેખ આનંદના વાંચ્યા લલાટે,
દર્શિકા બની તું જીવિતઘાટે,
આતમનાં એવાં સંધાન! આજે....

નદી નદ ઝરણાં આભ ઈલા પ્હાડો,
પુષ્પ લતા પરણાં પંખી વન ઝાડો;
સહુ સૌંદર્યનાં જલ થકી નીસરી,
અમૃતમય તું સરવાણ! આજે....

## કોણ રહ્યું વરસાવી ?

રે મારી ઉરધરામાં વર્ષા કોણ રહ્યું વરસાવી ?
તરબોળ થયો શેં હર્ષમહીં હું નયનરસ છલકાવી ?

પાવન મારા ઉરવિસ્તારે ઋતુ કોણ રહ્યું પલટાવી ?
સ્વપન છે કે દર્શન સાચું જાણે કોઈક રહ્યું છે પટાવી !

વિરાગભરી સૃષ્ટિ છે મારી બહુ દિન રહ્યો હું વિચારી,
રાગમહીં અવગાહન આ શું ! કોણે જ્ઞાન દીધું વિસરાવી ?

સૂર છેડયા કોણે વીણાં ધારી ભાવ અમીના વહાવી ?
શ્રવણમીઠપ રેલે એકધારી જાણે સ્નેહ ઉર જગાવી !

ક્ષણભંગુર ને શાશ્વતકેરી યમુના ગંગ રેલાવી;
કોણ રે ખેંચે શ્યામ સલિલમાં ગંગાભાન ભુલાવી ?

મધુર મૃદુ આહ્‌લાદોમાંહે મન મારું ડૂબી જાતું,
કેમ કરી મન વાળ્યું વળે જ્યાં અભેદ–આનંદે સમાતું !

અબોધ બોધે રાગ વિરાગે મન કોણ રહ્યું ઉલટાવી ?
રાત વીતે ને પ્રગટે ઉષા રહ્યું કોણ પડળ હટાવી ?

## વહ્યો હર્ષ......

આનંદ ભયો ઉરસુગંધે વહ્યો;
જીવનભર્યો રસ રેલી એ રહ્યો. આનંદ ભયો....ટેક૦

ઉરાકાશે ભાનુ સુભગ આનંદતણો,
તિમિરદલ શું ભેદી રહ્યો!
ઉર–અબ્ધિ વિશે જલરસ આનંદનો,
છલકાઈ શું અધિક રહ્યો! આનંદ ભયો...

નિસર્ગતત્ત્વની રમ્ય અભેદપાળથી,
શું મમ ઉર એ કૂદી આવ્યો!
સર્વ સૌંદર્યના મધુર સૂર રેલતું
ઝરણ અચિંત્યું ઉરે લાવ્યો. આનંદ ભયો...

ઉરવાટિકામાં વિમલ વિરંગતણાં
કુસુમદલ ખિલાવી રહ્યો,
અમીરાશિ અહો! અભેદ આ હર્ષતણો;
ઉરહરિત માધુર્યે વહ્યો. આનંદ ભયો...

અમી રેલાવીને નયન—રસભાવનાં,
ચૈતન્ય અંગોમાં ઉછાળતો,
ઉરદીપ સમો અંગાંગ અજવાળતો,
મૃદુ હૃદયોર્મિં વહાવતો. આનંદ ભયો...

શુચિ સ્વપ્નસર્યો મૃદુ રણકારભર્યો,
શું કો’ નવ્ય-નયન નૂરનો!
ખીલી આત્મકળી હા, પ્રતીક્ષા આજ ફળી,
વહ્યો હર્ષ અતીત–ઉરનો. આનંદ ભયો...

## આંસુ આજ આનંદે!

રે મારાં આંસુ આજ આનંદે! ટેક૦

અંતર્ગતતમ ભેદી રહ્યાં શું!
વિલસિત ઉર કરનારાં. રે મારાં...

જયહાં હું જોઉં ત્યાં નીર નેહનાં,
વહે અવિરત એકધારાં. રે મારાં...

વહિયું શું દાહે શીતલ વારિ!
સુખતોયતણી જાણે ધારા! રે મારાં...

સુખદ હર્ષનો સમીર વ્હેતો,
ભાવિતણો રંજ હરનારાં! રે મારાં...

રવિકરરાશિદ્યુતિ ચમકે,
અંગાંગ ચેતન ભરનારાં! રે મારાં...

પરિમલ વ્હેતી પુષ્પરસોથી,
સુગંધ જીવન ભરનારાં! રે મારાં...

રજનીએ પાણી પોયણે સોહે,
ખીલ્યાં કાવ્યોર્મિદલ મારાં! રે મારાં...

## અણધાર્યું કવન

રે મારા અંતરની વાતો ન જાણી;
એ તો ઉરમહીં સંઘરાણી. ટેક૦

એના દર્દતણી રેખાઓ,
મુખપર ના એકે છવાણી;
એ તો ઉરભીતર સમાણી. રે મારા......

બહુ કાળ સુધી ધૈર્ય ધર્યું,
તો યે મનડું લગીરે ન ઠર્યું;
એ તો ઊંડાણે જઈ વિરમ્યું. રે મારા......

આ જગતણા અવનવા રંગો,
રંગાયાં સકળ શું આ અંગો!
પણ એથી રચ્યા ના અભંગો. રે મારા......

નૈરાશ્ય અવ મન સમજાતું,
ગીત ના શું એકે યે ગવાતું!
તૂટી વીણા જતું વીખરાતું. રે મારા......

રે ઉજાસ હું શું આ દેખું!
ઉમંગ પ્રસરતો હું પેખું;
અવ કયમ એને હું ઉવેખું? રે મારા......

શું મેં અંતર અહીંઆં ઉતાર્યું?
મનને મેં કરતાં એ વાર્યું;
તો યે કવન થયું અણધાર્યું. રે મારા......

# આવોને વિભુ !

આવોને વિભુ, આવોને વિભુ !
અતલ ઉર-ઊંડાણોમાં,
અંગ અંગ અણુ અણુમાં. આવોને વિભુ! ટેક૦

મનતનમાંહી તરુ ઉપજાવો;
અનાસક્તિનાં સહુ કામોમાં,
સોમશીળી એની સુખદ છાંયથી,
હરિ ! તાપો સકળ નિવારો. આવોને વિભુ !...

સ્મરણ ચિંતન ક્ષણક્ષણ તારું,
ઝરણ ભક્તિનાં રેલી રહ્યાં,
આતમદીપની શિખા પ્રગટી;
મહીં તેજબિછાને બિરાજો, આવોને વિભુ !...

જયોતિ ઝળકે આતમ વિનવે,
ચેતનઊઠયો ચમકારો,
અભેદ્યતમનાં પડળ વીંધાયાં,
ઉરદ્વાર પ્રેમથી પધારો. આવોને વિભુ !...

અભેદવૃત્તિનાં નિષ્કામકૃતિનાં,
સત્—તત્ત્વકેરી પ્રકૃતિનાં;
અમર પુષ્પનો આ, અર્ધ્ય લઇને,
અહોનિશ હું ઝંખુ સ્વીકારો, આવોને વિભુ !...

## સાંભળજે શૂરા !

ભાન થયું શું ન્યારું ! સાંભળજે શૂરા !
સૃષ્ટિ સકળ ભરનારું. ટેક૦

મન માનવને રહ્યા ઊતરી અમે
પણ ના જોયું પરણારું,
મેઘલી રાતે યે રે દીઠું ઊજમાળું
અમે જોયું ના ક્યાંયે કાળું ! સાંભળજે....

તેજભરી પેલી વીજને બોલાવી ને
આંખો ભીતરની ખોલાવી;
હવે રે શક્યા જોઈ સાવ રે સોનાનું,
અહં ને મમ ગયાં ઓલાઈ ! સાંભળજે....

પેલી મધુર ગીતસરિતે વહિયા;
તીરે આવી ઊભા રહિયા,
બંસી બજી અવ ઉરમાં રહી એને
સૂણશે વિરલ વિરાગી ! સાંભળજે....

મન ભલે ગૂંચોમાંહે ગુંથાયું તો યે
ધન્ય છે જીવન અમારું,
માયામહીં આ તો ઊઘડ્યું સવાર છે,
નહીં આવનારું અંધારું ! સાંભળજે...

# ઓ તેજપુંજ-ભંડારી!

વર્ષી રહો મેઘવારિ, ઓ તેજપુંજ–ભંડારી! ટેક૦

સ્થલ સ્થલ સંધે અણુયે અણુમાં મારા
આતમને હરસાવી;
ચેતન લાવો અમી વરસાવો,
ધરા ઉરની છલકાવી. વર્ષી...

ઝબૂકો વીજને મેહુલિયા વરસો,
તરસી છે ભોમ અમારી,
ઝંખન સહિયાં યુગયુગોથી
વાટ જોઈને તમારી. વર્ષી...

વિશ્વ તમારું હલમલી હાલ્યું ઓ!
અવનીના અવતારી,
અમી ખૂટયાને પ્રાણ જ છૂટયા,
વહ્યા વિષાનિલો કારી. વર્ષી...

પુષ્પે પરાગ નહીં નિર્ઝરે નીર નહીં,
સર્વ બન્યું છે અસારી,
દેહમાં પ્રાણ નહીં એવા રે માનવો,
દઇ રહ્યા દોટ શી ભારી! વર્ષી...

શાંતિસિદ્ધિના અભિનવ રૂપે,
આવો ને અંતરયામી,
વ્યાકુલ જગ આ પ્રાર્થી રહ્યું છે,
માનવગણ લ્યો ઉગારી. વર્ષી...

## અમર જ્યોતિ

કંઈક વિરલા એવા મરે છે,
જે ફરી જનમતા નથી;
જ્યોતિ જલે છે એ દીપોની
કદી યે બુઝાતી નથી!
કંઈક વિરલા એવા ડૂબે છે,
જે કોઈને ડૂબવતા નથી;
ગહનજલ જઈ લાવે મોતી;
એ હાથોમાં છીપલાં નથી!
મ્હેંકતો શે બાગ ફૂલોથી!
એની સાચી ખબર એ નથી;
અમરગંધે ફોરી રહેલાં,
ઓલાં ફૂલો કરમાતાં નથી!
કોલાહલમય આ સંસારે,
એ વાણી વિરમતી નથી;
કંઈક બુદ્ધોની એ ગુરુવાણી
તો યે કર્તા ગણાતી નથી!
ઝળકે શિખરો મંદિરનાં શાં!
પણ પ્રભુ અજાણ્યા નથી;
ચરણ સેવે પાયાની ઈંટો,
એવો આધાર પ્રભુને ય નથી!

## તમારા સ્નેહે

હું તો તમારા સ્નેહે સહું છું,
નિર્ભય થઈને હું તો ફરું છું. ટેક૦

મારું જગત છો દવમાં સળગતું,
તો યે ન ચિંતા એની કરું છું;
મૃત્યુ છો આવે તમારા સ્મરણમાં,
ત્યારે હું પોતે જ પવન થઈ ફરું છું! હું તો....

મારી ધરાની ક્યારી સુકાતી,
તો યે ન હું ત્યાં વારિ વહું છું;
મારા નયનનાં ખૂટે છો વારિ,
ત્યારે હું પોતે જ આંસુ બનું છું! હું તો....

કર્ણે આ ભારી કોલાહલ પડે છે,
તો યે ન હસ્તો હું ત્યાં ધરું છું;
થાયે બધિરાં છો ને ય કર્ણો,
ત્યારે હું પોતે જ કર્ણો બનું છું! હું તો....

ધસમસતા પૂરો આવે ડૂબવવા,
તો યે ન ડગ હું પાછાં ભરું છું;
છો ને પ્રવેશે ડર આ ડગોમાં,
ત્યારે હું પોતે જ સાગર બનું છું! હું તો....

## પ્રિયે તું—

પ્રિયે તું—
અખિલ વિશ્વને અજવાળનારું
અખૂટ દિવેલ મુજ જ્યોતપૂર્યું!

ઉન્નત કરે જીવન
શો તુજ યોગ પાવન!

*

## વસંત મ્હોરી!

વિશ્વે વસંત મ્હોરી
અણુ યે અણુ શા રહ્યા છે ફોરી!

ચેતન મારે આંગણ
બેસી ખેંચી રહે દિલદોરી.

મધુર રેલે સૂર સનાતન
શી સ્નેહ સરગમ મોરી!

સકલ જગ મુજ અવિરત ભરતી
સંમુખ સોહે ચકોરી.

## ‘તવ કિરણુન માતા’

કુસુમ શા હસ્તદ્વયે તુજ,
પ્રફુલ્લ પુષ્પ નિહારું;
નીરખું આતમની મુજ
છબી અભિનવ આ ચારુ.
રૂપ પ્રત્યક્ષ જોઈ વિચારું,
સંસૃતિ વહી રહી એકધારું!
‘દ્વૈત મટીને થયાં અદ્વૈતી,
અભેદસાર
ઉભયનો આ
હસે ઉછંગે’—રહે તું કહેતી!
થયો બાલ શું બની ગયો દ્વૈતી!
‘નહીં, મુજ નાથ! હર્ષ હું લેતી.’
વહી રહ્યો કાલ યુગો આ જાતા,
હું-તું સદા આત્માદ્વૈત ગાતાં.
‘ઓ મુજ વિશ્વેશ! સકલ સુખદાતા,
બની છું અવ હું તવ કિરણુન માતા.’

## ચંદન

જગમહીં તું સ્થૂળ પદારથ
શીળું અને ઉષ્મિત;
હું ભાળું તું શાશ્વત-શક્તિ
સદૈવ ખેંચ્યું ચિત્ત.
દૂર કીધા તેં તાપો સઘળા,
નિત્ય ધર્યું સંગીત.
ઉરમાં અંગે
આતમમાં પરિચિત!
હું-તું ઐક્યની પ્રીત;
સદા પ્રગટે મયૂખ લલિત.
તવ અભિષેકે મન્ત્ર આ ગાયા,
તવ સાન્નિધ્યે ત્રણ કાળ સંધાયા,
સદા સાંપડી જીત!
તું હી પરમગેહ,
તું હી ચિરસ્નેહ,
સદૈવ વરસંતો તું મેહ!
ઊર્ધ્વ ધ્યેયમાં—
સિદ્ધિસૂચક તું
વિજયતિલક તું
જીવનદીપક તું
ને ઉરભરતીમાં તું હી એક વર્ધક!
ભક્તિ શાંતિ ને મુદા—અર્પક!

# કવિ–વીણા

કવિ, ન કોણ ત્યારે જાગે?
તારી વીણા મધુરી જ્યાં વાગે!
ઝણુણુણુ તાર તું
બજાવે છે સુહાગી,
જાગી ગયા સહુ બડભાગી,
કો’ સૂતા રહ્યા જે અભાગી!
સૂરમહીં અખિલ આ
વિશ્વ રહ્યું છલકી,
સૂરમહીં અનંત આ
નીતરે શો મલકી!
મનુકુલઉરની તરસ બુઝાય,
સૂરશ્રવણથી મુદા મલકાય!
આતમની વીણામાં
તાર મઢ્યા પ્રેમના,
અથાગ ચેતન પૂરે;
ગાજે મહાજળ ઉરે!

# કવિતા, અહો ! તું મહીંથી

અયિ! મધુરી, તું જ સર્વ રૂપો ધરે છે આશ્વાસનો અર્પે,
સકળજ્ઞાનરાશિ એ કવિતા, વિલસે તુંમાંહે સર્વદા,
ચૈતન્યો તહીં ઊઠે; બને તુંમાં બધું હા, અક્ષરાન્વિત જે.

ભર્ગ તુંમાં ભભૂકે જગના તાપ કાપે પ્રસારે પુણ્યને,
રચાતી કવિ–ઉરે અધિકૃત બન્યા જે આર્ષદૃષ્ટિ ધરી;
વિરાટ ફૂંક એની વહી કાવ્યના દેહે અનલથી રક્ષે.

તું છો કૃતિ સબળ પયગંબરવાણી સનાતન ભાવે,
કવનદેહે વહી ઝાંખી કરાવે ઘણી અનાગતકેરી,
ત્રિકાલને જગાડે ઈશિતાની વીણાના સૂરો તું વહાવે!

રહ્યો પેખી તુંમાં જ શુદ્ધ બ્રહ્મ શ્રીકૃષ્ણ ક્ષણે ક્ષણે જોઈ,
સહુ સામર્થ્યો થકી તું છો ભરેલી વળી કહેવાય છે જે,
નિયતિએ કરેલા નિયમોથી રહિતા ને પરમાનંદા.

શીળું મધુરું તુજ દર્શન છે દગ્ધોનાં દર્દ હરનારું,
અનાદિ મન્ત્રકેરો પ્રવાહ તુજ વ્હેતો રહ્યો કવિહૃદે,
અનેક રહસ્યોથી સભરા વેગવાળી કાળને ય કૂદે!

તું ઉરધામ મારું: પ્રેમરૂપા સદા તું: તું વિશાળ પાંખ,
ભ્રમમાત્રને છેદે અંધારને જ ભેદી ઉજાસ પ્રસારે,
ને સર્વદા આહ્લાદ રહે વર્ષી કવિતા, અહો! તું મહીંથી.

## સંધ્યા

અહા! વિમલ સ્મિતમાં નિહાળતો સંધ્યાતણાં;
નીરવ સૌંદર્યજળ શાં સોહે મંદ એનાં!
વિલસે રસ ઝરતી સુકોમળી આભશ્રીવા,
ટમકતા ઉર-વ્યોમ મુજ તારલા એના.

અતિ પ્રસરતાં જતાં ઘનયુથ લાલ ઘેરાં;
નભ વિશે નીલ ન્યારાં દર્શનીય શાં દીસે!
સમીર સહસા મંદ લહરે સુહાસ્ય કેરા,
તરંગો ચળકી ઊઠે ઉર-ઉદધિ વિશે.

મર્મ ઝરતાં રેલતો સંધ્યાતણાં સર્વ ગીતો;
ઘનાવિષ્ટ ભાનુ થતો ગગનમાં લસેલો;
કસૂંબલ પૃથ્વી પરે કિર્ણ શાં પ્રસરાવતો!
અવનીરુહાદિ પરે અહો ઝૂલે રસેલો!

પરાસ્ત ચૈતન્ય થાયે સંધ્યા થકી સર્વ દિક્ષુ,
પ્રસરી રંગ રેલતું હાસ્ય વેરાય પ્યારું;
પરિતોષ-ભાવ ઉર-અત્તલ કે ઉદ્ભાવતું,
થશે ચિત્ર ના લુપ્ત એ હૃદયાંકિત ન્યારું!

નવાજે શર્વરી, સંધ્યા સ્થાન સૌ તિમિરે ભરે,
વિભુદ્વાર ઘંટઘોષ ગૂંજે એ આરંભથી;
દિનઅંત તરુ ગિરિ સરિત પર શો સરે!
ધરિત્રી પરે એ થતાં ગૂઢ અંધકારથી.

## પ્રભુ! દૃષ્ટિ કરો

પ્રલય પણ થયો,
સળગી રહી બધી તામ્ર દિશા,
અનલતણી ઉન્નત ઉગ્ર શિખા,
ભસ્મીભૂત બધું થઈ રહ્યું,
આ ઉરતણા જગમાંહ્ય જોતાં,
તો યે સુધા વહી રહ્યા વિમલ કાવ્યસ્રોતો.

વહ્નિ પ્રવર્ત્યો,
કાયા કરાલ પ્રસારતો એ,
નિજ સ્થાન નહીં નગશિખરો યે,
સુકાયાં છે અબ્ધિ સરિત સર,
ઉર સર્વત્ર જળશૂન્ય છે હા,
તો યે રહ્યાં અવ કવિતાઝરણપૂન્ય છે આ.

આત્મન વિરાટ,
એ મૂળ બની રહ્યો છે હા,
વહ્યાં મહીં ઝરણ કલકલ આ,
રવ ગહન આ સહુ અગમભણિઠયા,
ઉરપૃથ્વીનું એ જીવિત છે,
વહન ખળખળ સભર સંગીત અહીં અવિરત છે.

## સંધ્યા

અહા! વિમલ સ્મિતમાં નિહાળતો સંધ્યાતણાં;
નીરવ સૌંદર્યજળ શાં સોહે મંદ એનાં!
વિલસે રસ ઝરતી સુકોમળી આભશ્રીવા,
ટમકતા ઉર-વ્યોમ મુજ તારલા એના.

અતિ પ્રસરતાં જતાં ઘનયુથ લાલ ઘેરાં;
નભ વિશે નીલ ન્યારાં દર્શનીય શાં દીસે!
સમીર સહસા મંદ લહરે સુહાસ્ય કેરા,
તરંગો ચળકી ઊઠે ઉર-ઉદધિ વિશે.

મર્મ ઝરતાં રેલતો સંધ્યાતણા સર્વ ગીતો;
ઘનાવિષ્ટ ભાનુ થતો ગગનમાં લસેલો;
કસૂંબલ પૃથ્વી પરે કિર્ણ શાં પ્રસરાવતો!
અવનીરુહાદિ પરે અહો ઝૂલે રસેલો!

પરાસ્ત ચૈતન્ય થાયે સંધ્યા થકી સર્વ દિક્ષુ,
પ્રસરી રંગ રેલતું હાસ્ય વેરાય ન્યારું;
પરિતોષ-ભાવ ઉર-અત્તલ કેં ઉદ્ભાવતું,
થશે ચિત્ર ના લુપ્ત એ હૃદયાંકિત ન્યારું!

નવાજે શર્વરી, સંધ્યા સ્થાન સૌ તિમિરે ભરે,
વિભુદ્વાર ઘંટઘોષ ગૂંજે એ આરંભથી;
દિનઅંત તરુ ગિરિ સરિત પર શો સરે!
ધરિત્રી પરે એ થતાં ગૂઢ અંધકારથી.

## પ્રભુ! દૃષ્ટિ કરો

પ્રલય પણ થયો,
સળગી રહી બધી તામ્ર દિશા,
અનલતણી ઉન્નત ઉગ્ર શિખા,
ભસ્મીભૂત બધું થઈ રહ્યું,
આ ઉરતણા જગમાંહ્ય જોતાં,
તો યે સુધા વહી રહ્યા વિમલ કાવ્યસ્રોતો.

વહ્નિ પ્રવર્ત્યો,
કાયા કરાલ પ્રસારતો એ,
નિજ સ્થાન નહીં નગશિખરો યે,
સુકાયાં છે અબ્ધિ સરિત સર,
ઉર સર્વત્ર જળશૂન્ય છે હા,
તો યે રહ્યાં અવ કવિતાઝરણપૂન્ય છે આ.

આત્મન વિરાટ,
એ મૂળ બની રહ્યો છે હાં,
વહ્યાં મહીં ઝરણ કલકલ આ,
રવ ગહન આ સહુ અગમઊઠયા,
ઉરપૃથ્વીનું એ જીવિત છે,
વહન ખળખળ સભર સંગીત અહીં અવિરત છે.

